॥ श्री ॥

# उजमणानो ओच्छव

अने

## शेठ माणेकलालना विवाहनी वधाइ.




પ્રયોજક અને પ્રકાશક.

સાંકળચંદ પિતાંબરદાસ શાહ.

અમદાવાદ.

॥ શ્રી ॥

# ઉજમણાનો ઓચ્છવ

અને

# શેઠ માણેકલાલના વિવાહની વધાઈ.

પ્રયોજક અને પ્રકાશક,


સાંકળચંદ પિતાંબરદાસ શાહ.

અમદાવાદ શામળાની પોળ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૩.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિંટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

મૂલ્ય અમુલ્ય ભેટ.

## દોહરો.

પુત્રપુત્રીનાં લગ્નનું, ફળ વૃદ્ધિ સંસાર;
અલ્પ થાય સંસાર જો, ધર્મક્રિયા પર પ્યાર.

શ્રી

# ઉજમણાનો ઓચ્છવ

અને

# શેઠ માણેકલાલના વિવાહની વધાઈ.

દોહરા.

પુણ્યશાળી **ભગુભાઈના**, સુત **મનસુખભાઈ** શેઠ;
સ્વર્ગે તેહ સિધાવીયા, સુકૃત કરી સુર પેઠ. ૧
વિદ્યા વિનય વિચક્ષણા, તસ સુત **માણેકલાલ**;
તેના લગ્ન સમય રચ્યું, મહા ઉજમણું હાલ. ૨
સમવસરણ રચના કરી, સ્વામીવત્સલ ઘોત;
વિમાન સમ મંડપ રચ્યા, પ્રકટી દિપક જ્યોત. ૩
ધર્મચુસ્ત મહાશય ભલા, **જમનાભાઈ** સુજાત;
**મનસુખભાઈ**ની કીર્તિની, મૂર્તિ સમ સાક્ષાત. ૪
વીત અતિશય વાવરી, લાખેણા જશ લીધ;
વિધ વિધ પુજા આંગીઓ, રચના અનુપમ કીધ. ૫
સંવત ઓગણીસંહે અને, શુભ શીતરાનું વર્ષ;
કારતક કૃષ્ણ એકાદશી, પ્રભુ પધરાવ્યા હર્ષ. ૬
વરઘોડો જળયાત્રનો, ચડયો દ્વાદશી દીન;
માગશર શુદ છઠને દીને, વૃદ્ધ સ્નાત્રમાં લીન. ૭

તે દીન કરી નવકારશી, સ્વામીવત્સલ કીધ;
ભક્તિ કરી પકવાનથી, સાબાશી બહુ લીધ. ૮
તે સઘળું વર્ણન કદી, કવિતામાં ન સમાય;
જેણે જોયું તેણે લહ્યું, મહિમા કહ્યો ન જાય. ૯
સંક્ષેપે વર્ણન કરૂં, શ્રોતા સુણો સુજાણ,
આવો મહા મ્હોત્સવ કદી, ભાળ્યો નથી નિદાન. ૧૦

---

## ઉજમણાનું પદ.

આવો આવો જશોદાના કંત અમ ઘેર આવો રે—એ રાગ.

આજ ઉજમણાનો ઓચ્છવ કીધો ભારીરે,
**શેઠ મનસુખભાઈ**ની કીર્તિ જગ વિસ્તારીરે;
કરી પુણ્યની પુર્ણ કમાણી જે સ્વર્ગે સિધાવેરે,
જોઇ ધાર્મિક ઓચ્છવ સ્વર્ગમાં રહી ખુશ થાવેરે. આજ. ૧
તસ લઘુ બાંધવ **જમનાભાઇ**એ જશ લીધોરે,
લીધો અર્ધ ભાગ **શેઠાણી માણેકબાઈ**એ સીદ્ધોરે;
કરી મંડપની રચના અનુપમ મનોહારીરે,
માનુ સ્વર્ગથી અલકાપુરી અવનીમાં ઉતારીરે. આજ. ૨
પુષ્પ શ્રેણી ને મુક્તાફળનાં તોરણ દ્વારેરે,
જાણે દેવ વિમાનની શોભા સુંદર સારેરે;
મંડપ શુભ વિશાળ ઉત્તર સન્મુખ શોભેરે,
દિવ્ય રચના જોઇને ભવિજન મનડું લોભે રે. આજ. ૩
વચે સમવસરણની અભિનવ રચના કીધીરે,
સ્થાપી ચોમુખ ત્રીભોવન નાથને સંપદા લીધીરે;

જીક ટીકીને જરીના છોડ તે ફરતા શોભેરે,
સૌ મળીને ત્રેપન છોડથી મનડું લોભેરે. આજ. ૪
પાટી પાટલા પોથી ઠવણીને નોકારવાળીરે,
ચંદરવા રૂમાલને પુંઠીયાં તોરણ શાળીરે;
ઉપગરણો પ્રાસાદ ઉપાશ્રયનાં સૌ મુકયાંરે,
કરૂં વરણુન કેટલું એકે વસ્તુ ન ચૂકયારે. આજ. ૫
એક એક છોડે સિંહાસન સુંદર સ્થાપ્યું રે,
વીત વાવરી ભવોભવનું પાતક જેણે કાપ્યું રે;
વીસ સ્થાનક નવપદ એકાદશીને પંચમીતુંરે,
રચ્યું ઉજમણું ઉમંગથી અતિ રસભીનુંરે. આજ. ૬
વળી સ્નાત્ર અષ્ટોતરી હરખે શેઠ ભણાવે રે,
સ્વામીવત્સલ નોકારશી તે દિવસ જમાડેરે;
દીનદીન પ્રતિ વિધવિધ આંગી પુજા ભણાવેરે,
મંગળમાળા સોહાગણ મળી નિત્ય ગાવેરે. આજ. ૭
દીધાં જાચકને દાન માનને કારજ સિધ્યાંરે,
મિત્રમંડળ સેવકને શિરપાવ તે દીધારે;
આવો મહોત્સવ ને ઉજમણું કદી નવ દીઠુંરે,
રાજનગરમાં પ્રથમ થયું સૌ જન કહે મીઠું રે. આજ. ૮
**શેઠ મનસુખભાઈના પુત્ર માણેકલાલભાઇરે,**
જેના લગ્ન સમય આવી ધાર્મિક કીધી વધાઇરે;
**શેઠ જમનાભાઈને** હર્ષ અતિશય થાવેરે,
શેઠાણી **માણેકબાઈ** લે લ્હાવો ભાવેરે. આજ. ૯

ગુરૂ **વિજયનેમીસૂરી** રાજનગરમાં પધાર્યારે,
જેના હસ્તકમળથી ધર્મક્રિયા થઇ તાર્યારે,
અતિ આડંબરથી ઓચ્છવ કીધો ઉમંગેરે;
નિરવિઘ્ને થઇ સૌ ધર્મ ક્રિયા રંગેચંગેરે. આજ. ૧૦

દીકરા દીકરીનાં લગ્નથી સંસાર વૃદ્ધિ રે,
પણ ધાર્મિક કાજથી સ્વર્ગને મુક્તિની સિદ્ધિરે;
કહ્યો સંક્ષેપે આ મહોત્સવ અતિ આનંદેરે,
ગાયો ભવિ નરનારીનાં વૃંદેને **સાંકળચંદે** રે. આજ. ૧૧

---

## વરઘોડાનું વર્ણન.

વારી પ્રભુ દશમા શિતળનાથ કે સુણો એક. એ રાગ.

વરઘોડો જળજાત્રાનો ચડીયો આડંબરેરે લોલ,
સાકર કરા પડયા અમૃતઘન ગાજ્યા અંબરેરે લોલ,
શેઠ **ભગુભાઈ**ના ઘેરથી વરઘોડો નીકળ્યોરે લોલ,
પુરવ પુણ્ય મહોદય જાગ્યાં સુરતરૂ શુભ ફળ્યોરે લોલ. વરઘોડો. ૧

ઇંદ્રધ્વજા સૌથી આગળ ફરકે ગયણાગણેરે લોલ,
પાછળ નિશાન ડંકો પાયગા વાજી રણઝણેરે લોલ,
તે પાછળ ચારઠને બગીયોની સંખ્યા ઘણીરે લોલ,
અલબેલા સાબેલા અંદર માનું સુરમણીરે લોલ. વરઘોડો. ૨

સુંદર સાબેલા અલબેલા હય ખંધે ચડયારે લોલ,
કામકુંવર સમ શોભે અંબર મણીરત્ને જડયાંરે લોલ,

જૈન જ્ઞાનવર્ધક શાળાના વિદ્યારથી મુદારે લોલ,
પાદવિહારી પાંચસહેં ધ્વજ ઝાલી ચાલે બધારે લોલ. વરઘોડો. ૩
સૌને ઝરીટીકની ટોપી શુભ આપે શેઠજીરે લોલ,
માસ્તર કાળીદાસે શાલને પાઘ નવી સજીરે લોલ,
કવિને પણ નવી પાઘને શાલ નિવાજે તે સમેરે લોલ,
પુણ્યપનોતા જમનાભાઈને ઓઢ્યું નવ-ગમેરે લોલ. વરઘોડો. ૪
રજતની અંબાડી સહુ ગજવર આકાશે અડયોરે લોલ,
પુસ્તક ધરી કર તે પર સાજેલા બેઠા ભડોરે લોલ,
તે પછી દેવ દુંદુભી સમ વાજીંત્રો વાજતાંરે લોલ,
પાછળ છપ્પન દિગ્કુમરી ગાયનથી ગાજતારે લોલ. વરઘોડો. ૫
ચામર દર્પણ દિપક પંખા કળશ કરે ધરીરે લોલ,
કસબી ઓઢણીઓ દેઇ સર્વ કુમારિકા ખુશી કરીરે લોલ,
તે પછી મહાજન સાજન રાજન ચાલે મલપતારે લોલ,
શ્રાવક શેઠ શ્રીમંત ધિમંતની પૂર્ણ ખીલી લતારે લોલ. વરઘોડો. ૬
મણિમય રથમાં શાંતિનાથ પ્રભુની પ્રતિમા ધરીરે લોલ,
પ્રભુ મુખ જોવા સન્મુખ આવ્યો રવી ગયણે ફરીરે લોલ,
જિનરથ જોઇને રવીરથ થંભ્યો ચાલે નહિ જરીરે લોલ,
ભામંડળ પ્રભુ પાછળ રાજે સૌનાં ચિત્ત હરીરે લોલ. વરઘોડો. ૭

દિશ ચામર નમી પ્રભુને સૂચવે સંજ્ઞા કરીરે લોલ,
અમપરે જે ભવિ નમશે વરશે જય ભવોદધિ તરીરે લોલ;
શેઠ **માણેકલાલ** સારથી પ્રભુના થઇ પાતક હર્યારે લોલ,
પાછળ **ચંદુલાલ** સુત બેઠા સૌ કારજ સર્યારે લોલ. વર. ૮

પાછળ મળી સોહાગણ ટોળી પ્રભુ ગુણ ગાવતીરે લોલ,
ગોખ અટારી ચડી કઇ ગોરી મોતીડે વધાવતીરે લોલ;
મેદની મળી જોવા બહુ ભીડ થઇ તે અવસરે રે લોલ,
રામણદીવો ભાવી શેઠાણી **સોભાગ્યલક્ષ્મિ** કરેરે લોલ. વર. ૯

એણી પરે અતિ આડંબરથી વરઘોડો ચાલીયોરે લોલ,
બહારની વાડીએ જઈ ઉતર્યો સૌએ ભાળીયોરે લોલ;
પોંખ્યા **માણેકબાઈએ** પ્રભુને આનંદ ઉર ધરીરે લોલ,
કુંભા પવિત્ર જળના ભરીયા મંત્ર ક્રિયા કરીરે લોલ. વર. ૧૦

ત્યાંથી પાછો નિકળી ઉતર્યો શેઠના બંગલેરે લોલ,
બાળગોપાળનો સ્વામીવત્સલ ત્યાં કીધો ભલે રે લોલ;
પ્રભુનો જળજાત્રા વરઘોડો જે ભવિ ગાવશેરે લોલ,
**સાંકળચંદ** કહે સુખસંપદ લીલા પામશેરે લોલ. વર. ૧૧

---

## શેઠ માણેકલાલના લગ્નનાં પદો.

## લગ્નની તૈયારી વખતે ગાવાનું.

---

માલણ ગુંથી લાવ્ય ગુણીયલ ગજરો–એ રાગ.

દીવસ દીપે આજ મંગળકારી,
કરી લગ્નની સખી તૈયારી. દીવસ. ટેક.

રચો રમણીય કુસુમની માળા,
લાવો અર્ધ્યને દહીં ઘી બાળા;
ગાઓ મંગળ ધવળ રસાળાં. દીવસ. ૧

કરો સિદ્ધ સુગંધિક પીઠી,
કાઢો રંગોળી કદીય ન દીઠી;
આપો માન વાણી વદી મીઠી. દીવસ. ૨
ધરો ચાકને ચંદ્રમા માથે,
પહેરો કંકણુ રત્નના હાથે;
નવાં અંબર પહેરો સંગાથે. દીવસ. ૩
જાનીવાસો ઘો જાનને સારો,
કરવા સ્વાગતનો છે આ વારો;
જય મેળવો જુવતી ન હારો. દીવસ. ૪
માતૃભવન ભલું શણુગારો,
રાખી ચિત્ત વિવેકજ સારો;
પૂર્ણ પાત્ર ભરો દિવ્ય નારો. દીવસ. ૫
દિવ્ય કળશ ધરો કરકમળે,
વરમાંચી ઉચિત ધરો વિમળે;
વધુ વર પાદુકા મુકો ગેલે. દીવસ. ૬
લીંપો ગોમયે વેદીકા વહેલી,
તજો રમ્મત ન બનો છકેલી;
ગોથાં ખાઓ બની નવ ઘહેલી. દીવસ. ૭
આવ્યો લગ્ન સમય બહુ પાંસે,
નિજ કાર્ય કરોને ઉલ્લાસે;
આદિનાથ પ્રસન્ન જેથી થાશે. દીવસ. ૮



## હસ્તમેળાપ વખતે ગાવાનો લગ્નનો વધાવો.

### માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો–એ રાગ.

વધાવો ગાય ગુણ મણીમાળા,
બાળા મંગળમાળા વિશાળા. વધાવો. ટેક.
**શેઠ મનસુખભાઈ** ગુણખાણી, કરી પુણ્યની પુર્ણ કમાણી,
જેની સ્વર્ગમાં કીર્તિ ગવાણી. વધાવો. ૧
તસ પુત્ર **માણેકલાલભાઇ**, પિતા તુલ્ય જે બિરૂદ સવાઇ,
જેના લગ્નની ગાઇશું વધાઇ. વધાવો. ૨
ઉગ્યો સોનાનો સુરજ આજે, ચારૂ ચોરીમાં દંપતી રાજે,
આજ અમૃતના ઘન ગાજે. વધાવો. ૩
કરી મંડપ રચના ભારી, પુષ્પ મુક્તાફળે શણગારી,
ચોરી રચનામાં વેદીકા સારી. વધાવો. ૪
બેઠા વરવધુ સૂરજ સામે, પ્રગટાવ્યો અગ્નિ તે ઠામે;
ઘૃત આહુતી દે શુભ કામે. વધાવો. ૫
વધુકર પર વર કર સ્થાપે, પંચ સાક્ષીએ કોલ ત્યાં આપે;
પ્રીતી પાળીશ નીતિ પ્રતાપે. વધાવો. ૬
એમ વધુએ પ્રતિજ્ઞા કીધી, પતીવૃત પાળીશ શુભ વિધી;
પતિ પ્રભુ સમ ગણીશ પ્રસિદ્ધી. વધાવો. ૭
પહેલું મંગળ વરત્યું આરામે, કરે દંપતી કોલ તે ઠામે;
પ્રેમ ગાંઠ ત્યાં હૃદયમાં જામે. વધાવો. ૮
બીજા મંગળે કરના મેળાવા, કરી દંપતી લે શુભ લ્હાવા;
રૂડો સંસાર સાગો ચલાવા. વધાવો. ૯

ત્રીજું મંગળ વરત્યું એ વેળા, કર્યા દંપતીએ મનમેળા;
પીધો પ્રેમરસ પ્યાલો સવેળા. વધાવો. ૧૦
ચોથું મંગળ રવી શશિ શાખે, વરત્યું વરવધુ મુખથી ભાખે,
પ્રભુ લાજ અમારી રાખે. વધાવો. ૧૧
સદાચારી છે દંપતી સારાં, વિદ્યાને વિનય ધરનારાં;
કામદેવને રતી સમ પ્યારાં. વધાવો. ૧૨
જોડું રામ સીતા સમ સારૂં, ધર્મિષ્ટ નીતિ ધરનારૂં;
જગવલ્લભ સૌને પ્યારૂં. વધાવો. ૧૩
રહો જોડું અખંડ એ સારૂં, જૈનાચાર ચલાવજો ચારૂ;
કુળ ધર્મદિપક થજો વારૂ. વધાવો. ૧૪
સુખ પુત્ર કલત્રનું પામો, જશ જગમાં દીન દીન જામો;
**સાંકળચંદ** રાખજો નામો. વધાવો. ૧૫

---

## વરઉઘલાવા વખત ગાવાનું.

વરરાજા ઘોડે ચઢી સંચર્યા,
સાથે સાજનનો નહિ પારરે. જગ લીલડી.
વાજાં વાગે ને નોબતો ગડગડે,
વાજે ભુંગળ ભેરી શ્રીકારરે. જગ લીલડી.
ઢોલ વાજે ને ગાજે આભલું,
ગોરી ગાયછે મંગળ ચારરે. જગ લીલડી.
મારો છેલછબીલો બાળો રાજીઓ,
જાણે કામકુંવર અવતારરે. જગ લીલડી.

લાડી ગોખે ચઢીને વરને નીરખતી,
એને આનંદનો નહિ પારરે. જગ લીલડી.
મારૂ સાજન દેખીને વેવાઇ મોહી રહ્યા,
વેવાણ હરખ ઘેલી થઇ ધારરે. જગ લીલડી.
વરઘોડાનો અરથ વિચારીએ,
એક ઘોડો ને વર નિરધારરે. જગ લીલડી.
જુઠા આડંબરે નવ રીઝીએ,
જેથી નાણાની થાય ખુવારરે. જગ લીલડી.
વરઘોડે રીઝે છે વાણીયા,
વોરા રીઝી ચણે ઘરબારરે. જગ લીલડી.
એની કહેવત ખોટી પાડીએ,
જેથી સુધરશે સંસારરે. જગ લીલડી.
દેવું કરીને હાથ બતાવીએ,
નહિ ઉત્તમનો આચારરે. જગ લીલડી.
જૈન કન્યાશાળાની બાળા ભણે,
કહે સાંકળચંદ શ્રીકારરે. જગ લીલડી.

---

## કન્યા વળાવતી વખતની હિતશિક્ષા.

આવો આવો જશોદાના કંત અમ ઘેર—એ રાગ.

સાસરીએ સિધાવતી પુત્રીને નિજ માડીરે,
શણગાર સજાવીને શિખામણ દે સારીરે;
ભરી ખોળો નવાં ફળે તિલક કર્યું માએ ભાલેરે,
નીર નયન ભરી મા સન્મુખ પુત્રી નિહાળેરે. ૧

મા-માડી ! હું જઉછું વેણુ વદી તે પરાણેરે,
પ્રેમબંધન માતનું છુટે ન જગદીશ જાણેરે;
વહાલી પુત્રી થઇ ગગળી માતાએ નિહાળીરે,
માનું હૈયું ભરાણું હૃદય ચાંપી નિજ બાળીરે. ૨
પછી માતાએ પુત્રીને મધુર વચનથી બોલાવીરે,
બેટા ખેદ ન કરીએ હર્ષવેળા લે વધાવીરે,
સુખે સાસરીએ જા વહેલી તેડાવીશ કહાવીરે,
દુઃખ આણીશ નહિ તારી સાસુ છે સરળ સ્વભાવીરે. ૩
તારા ભાગ્યે મળી તારી સાસુડી સાધવી જેવીરે,
માયાળુ દયાળુની જોડી નથી જગ એવીરે;
તને દેખીને હર્ષઘેલી તે બને છે બિચારીરે,
પ્રેમ ધરજે તું મુજ સમ સાસુને માતા ધારીરે. ૪

---

## ગરબી બીજી.

ભમરા પહેલો વધાવો મારે આવીયો. એ રાગ.

માતા હેત ધરીને પુત્રીને કહે,
તારાં સાસરીયાં ઉપર પ્રીતી આણરે;
સાસરીએ શાણી સંપીને રહેજે બેની માહરી. ટેક.
મ્હેં તો જન્મ આપીને પાળી પ્રેમથી,
હવે માલિક છે સાસુ તારી જાણરે. સાસરીએ. ૧
તારી માતા સાચી તું ગણજે સાસુને,
તારૂં સુખ દુઃખ છે સર્વ તેને હાથરે. સાસરીએ.
લોકો સાસુની નિંદા ખોટી કરે,
પણ તે પુત્રી સમ વરતે વહુની સાથરે. સાસરીએ. ૨

બહેની તાળી પડે ન એક હાથથી,
જો વહુ વાંકી તો સાસુ વાંકી થાયરે. સાસરીએ.
વહાલી મેલું ન મન કરીએ કદા,
કરીએ સાસુનો વિનય સદાયરે. સાસરીએ. ૩
મીઠાં વેણુથી કારજ સૌ સરે,
કડવાં વચનથી બગડે તે કાજરે. સાસરીએ.
બહેની વિનય વિવેકથી પામીએ,
રૂડાં વાંછીત કાજને રાજરે. સાસરીએ. ૪
સામા માણુસનું મન દુખાવીએ,
તો દુઃખ ઉપજે આપણુને જેમરે; સાસરીએ.
તારી સાસુને માતા કહી બોલાવજે,
ધરજે પિતા સમ સસરા ઉપર પ્રેમરે. સાસરીએ. ૫
બહેની દીઅર દેરાણીને નણુદીનો,
કરજે આદર સંપી રહેજે ત્યાંયરે; સાસરીએ.
પતિને પ્રભુ સમ ગણુજે તું સદા,
હિતની શિક્ષા **સાંકળચંદ** રૂડી ગાયરે. સાસરીએ. ૬

---

## ફટાણાનો ફીટકાર.

બેડા બાઈ બુડતો તારોરે, અંબે આઈ—એ રાગ.

સુણો સૌ બે'નો વિચારીરે, ફટાણાની ટેવ નઠારીરે;
મંગળકારી વિવાહનું ટાણું, મંગળ ગીત ગવાય;
ભુડાં ફટાણાં ને ભુડું વધાથી, અપમંગળ વરતાય. સુ. ૧

કોણ માત ને તાત જાત શી, વંશ કીયો કોણ સંગ;
આર્ય ક્ષેત્ર ઉત્તમ કુળ જનમી, કરીએ ન નીચના ઢંગ. સુ. ૨
ઉંચ જ્ઞાતિને આર્ય વર્ગમાં, ધારણ કરીએ નામ;
કામ [૧]અનારજ નીચનાં કરીએ તો, લાજ ઘટે કુળ [૨]મામ. સુ. ૩
સુશિલા હોય તથાપી કુસંગે, બોલે નઠારા બોલ;
[૩]પ્રેક્ષક વર્ગ ગણે વ્યભિચારણી, જગમાં ઘટે તસ તોલ. સુ. ૪
માત તાત ભાઈ દેખતાં ભુંડાં, શરમ તજી વદે વેણ;
જન્મતી વેળાએ વસ્ત્ર ન ઢાંકયું, તેથી વદે કુડા કે'ણ. સુ. ૫
માતાનું દેખીને દીકરી શીખે, સાસુનો વહુ શિખે ચાલ;
વેષ ભજાવે વિશેષ વકીલથી, ભૂંડો ભવિષ્યનો ખ્યાલ. સુ. ૬
[૪]મુગ્ધ બાળ કે મૂર્ખ પુરૂષ કદી, એ'જ ભુંડો બોલે બોલ;
સાંભળી સુંદરી મુખ મચકોડે, તોળે ન આપનો તોલ. સુ. ૭
નાગું ના'વું ને નાગું ગાવું, એ વનિતાનો કુચાલ;
એવાં કલંક ઊતારીને ગાજો, નીતિનાં ગીત રસાળ. સુ. ૮
તુમ અનુકરણ કરી તુમ [૫]તનુજા, ચાલશે તે શુભ પંથ;
આર્યબાળાઓની કીર્તિના રચશે, **સાંકળચંદ** શુભ ગ્રંથ. સુ. ૯

---

## સદ્‌ગુણ મંદિર.

રાગ ધનાશ્રી.

**વિનતી ધરજયો ધ્યાન, સજજનો વિનતી–એ રાગ.**

સદ્‌ગુણ મંદિર વાસ, કરીએ સદ્‌ગુણ મંદિર વાસ;
સદ્‌વિદ્યાનો પાયો ચણજો, પ્રથમ કરી અભ્યાસ. કરીએ.

---

૧ અનાર્ય. ૨ આબરૂ. ૩ જોનાર. ૪ ભોળો. ૫ દીકરી.

સત્યતણો પરથાર ચણો પછી, ન રહે જુઠ બિનાશ. કરીએ. ૧
વિનય વિવેક દયા ને શાંતી, ભીંત ભલી ચોપાસ. કરીએ.
નમ્ર ક્ષમા સંતોષ સરળતા, ચાર સ્તંભ આવાસ. કરીએ. ૨
દાનરૂપી શુભ દ્વાર મુકો ત્યાં, શો તન ધન વિશ્વાસ. કરીએ.
જાળી ઝરૂખા બારી અટારી, એ નીતિમાર્ગ વિલાસ. કરીએ. ૩
માળ જડો ઉપકાર અવરનો, એ સમ પુણ્ય ન ખાસ. કરીએ.
તરૂવર ફળ ખાતાં નથી પોતે, જળ ન પીએ નદી પ્યાસ.કરીએ. ૪
જો જડ પરઉપકાર કરે તો, ધર્મ ચેતનનો ખાસ. કરીએ.
નિર્મળ શીલનું છાપરૂં નાંખો, સૌ ગુણ છત્ર લીલાશ. કરીએ. ૫
સદ્ગુણની જનની જે લજ્જા, ધરીએ ધ્વજ ઉલ્લાસ. કરીએ.
આળસ તજી ઉદ્યમ આદરીએ, નિંદા નરક નિવાસ. કરીએ. ૬
ચોરી જારી ચાડી ચુગલી, તજ અનીતિ અભ્યાસ. કરીએ.
ક્રોધ માન માયા નવી કરીએ, અતિ લોભે દુઃખદાસ. કરીએ. ૭
કામણટુમણ વશિકરણાદિક, રાક્ષસ ભૂત પિચાશ. કરીએ.
એ ખોટા વે’મો મુરખના, તજીએ ભજી અવિનાશ. કરીએ. ૮
એ સદ્ગુણ મંદિરમાં વસતાં, ન રહે કલેષ કંકાસ. કરીએ.
**સાંકળચંદ** સંસારસમુદ્રે, નૌકા કરી પ્રકાશ. કરીએ. ૯

